श्रीशंकराचार्यविरचित **शतश्लोकी**–મૂળ સહિત ગુજરાતી ટીકામાં કિંમત રૂ. ૦–૧૦–૦.

**रुद्रयागप्रयोगः पण्डितवायुनन्दनमिश्रकृत** १–४–०

**शतचण्डीयज्ञपद्धतिः** દેવીપ્રસાદ શાસ્ત્રીકૃત પૃષ્ઠ (૯૦૦) ६–८–०

**विष्णुयागप्रयोगः–पण्डितवायुनन्दनमिश्रकृत** ०–१२–०

**नित्यकर्ममुक्तावलिः**—કુંજીકાસ્તોત્રસહિત. રૂ. ૦–૧૦–૦

**गायत्री पुरुश्चरणविधि मूळमात्र**—આ પુસ્તકમાં ગાયત્રી માતાની ઉપાસના વખતે પુરુશ્ચરણ કરવા વિશેનો દરેક વિધી ઉત્તમ રીતે સમજણપૂર્વક આપવામાં આવ્યો છે. ૦–૨–૦

તૈયાર છે **નવીન દ્વિતીયાવૃત્તિ ઘણાસુધારાવધારાસાથે** તૈયાર છે

# મંત્રો શિખવાની ઉત્તમ સરળ પોથી

**श्री शुक्लयजुर्वेदीयमाध्यंदिनीबृहत्मन्त्रसंहिताः**—આમાં ગણપતિ, સરસ્વતિ, સૂર્ય, શુક્ર, બૃહસ્પતિ, પ્રાતઃસ્મરણ, સ્નાનવિધિ, સંધ્યા, બ્રહ્મયજ્ઞ, તર્પણ, વૈશ્વદેવ, ભોજનવિધિ, રાત્રિસ્મરણ સૂક્ત, વીવાહોત્સવ, મહારૂદ્રાદિ ગ્રહમખ પ્રયોગ, આચમન, પ્રાણાયામ, પવિત્રિધારણ, ગન્ધધારણ, શિખાબંધન, શાન્તીપાઠ, દિગ્રક્ષણ, અન્યદિગ્રક્ષણ, વરૂણાવાહન, પ્રતિષ્ઠાપન, પ્રોક્ષણ, દીપપૂજન, ગણેશાવાહનમ્, આસન, પાદ્ય, અર્ધ્ય આચમન, સ્નાન, પંચામૃત સ્નાન, પયઃસ્નાન, દધિસ્નાન, ઘૃતસ્નાન, મધુસ્નાન, શર્કરાસ્નાન, ગંધોદકસ્નાન, ઉદ્વર્તનસ્નાન, શુધ્ધોદકસ્નાન, વસ્ત્રાર્પણ, યજ્ઞોપવીતાર્પણ, ગંધાર્પણ, અક્ષતાર્પણ, પુષ્પાર્પણ, દુર્વાંકૂરાર્પણ, સૌભાગ્યદ્રવ્યાર્પણ, ધૂપાર્પણ, દીપાર્પણ, નૈવેદ્યાર્પણ, તામ્બુલાર્પણ, ફલાર્પણ, દક્ષિણાર્પણ, નીરાજન, મંત્ર પુષ્પાંજલી, પ્રદક્ષિણા, પુણ્યાહવાચનમંત્ર, ભૂમિકૂર્માનંતમંત્ર, કુણ્ડમેખળા, યોનિ, નાભિ, વાસ્તોષ્પતિ, અભિગ્રહણ, ખનન, જલસેચન, યવનિક્ષેપણ, સ્તંભોચ્છ્રપણ, સ્તંભારોપણ, સ્તંભસ્થિરીકરણ, શાખાસુતૈલરોપણ, શાખાસુ સુગંધી

द्रव्येणोद्वर्तन, उष्णोदकेन शाखास्वपन, शाखासुदध्यक्षतप्रक्षेप, शाखेक्षुग्रहण, कुलदेवताआवाहन, मेघावाहन, पुष्ट्यावाहन, श्रद्धावाहन-सरस्वत्यावाहन, आयुष्यजप, पितृविसर्जन, पित्रनुव्रजन, आचार्यवरण, ब्रह्मवरण, सदस्यवरण, ऋत्विग्वरण, पत्नीकंकण, पंचगव्य, भूमिपूजन, भूतशुद्धि, प्राणप्रतिष्ठा, नवग्रहमंत्र, नवग्रहाधिदेवता, प्रत्यधिदेवता, गणेशादि पंचदेवता, दशदिक्‌पाळ, क्षेत्रपाळ, अश्विन्यादि (२७) नक्षत्र-देवताना मंत्रो, प्रधानदेवता स्थापन मंत्र, शिव, विष्णु, देवी, गणेश, सूर्य, त्र्यंबक, ब्रह्म, स्कंद, सर्प, हनुमान, सप्तऋषि, ध्रुव, भूत, विश्वकर्मा, अगस्ति, काली, लक्ष्मी, सरस्वति, पृथ्वी, आप, तेज, वायु, आकाश, वास्तुदेवता, समुद्र, पर्वत, संवत्सर, ऋतु, मास, पक्ष, शुकल, पक्ष, कृष्णपक्ष, अग्निध्यान, आहुति, पूर्णाहुति, वसोर्धारा, रुद्रयाग वसोर्धारा, भस्मधारण, बहिर्होम, अभिषेक, मंत्रपुष्पांजली, आशिर्वाद, देवताविसर्जन, गायत्रीपूजनना मंत्रो साथे पुरुषसूक्त, अने श्रीसूक्त सहित (५०९) मंत्रो आपवामां आवेला छे. विद्यार्थीओने प्रथम मंत्रो शिखवानुं आवुं पुस्तक बीजुं एके छपायुं न होवाथी हमोए घणा परिश्रमे आ पुस्तक सारा विद्वान् ब्राह्मणो पासे स्वरसहित शुद्ध करावीने मोटामां मोटा टाईपमां प्रख्यात निर्णय सागर प्रेसमां छपाव्युं छे. ग्लेज कागळ, सुंदर छपाई छतां किंमत मात्र ०-१०-०.

४०० वर्षनी जुनामां जुनी अति प्राचीन

तैयार छे ! **सप्तशती (चंडीपाठ)** तैयार छे !

शके १४५५ मां ताडपत्रपर लखाएली सप्तशती परथी संशोधन करावी जामनगरना सुप्रसिद्ध महामहोपाध्याय हाथीभाई शास्त्रीजी पासे शुद्ध करावीने तैयार करावेली, उत्तम १० चित्रो सहित, पाठ करवा माटे सुंदर ग्लेझ कागळपर छापेली छे, यंत्र सहित पाकुं रेशमीपुठुं, नानी साइझ ०-१२-० रेशमी पुठुं:मोटा अक्षर १-४-० छुटां पानामां ०-१२-०

**इश्वरतत्वनिरुपण तथा शिवपूजा पद्धति**—શ્રુતિ સ્મૃતિ અને પુરાણોને આધારે ઈશ્વર તત્વનું અસ્તિત્વ સિદ્ધકરી તે ઈશ્વર શિવજ છે, અને તેમના પૂજનથી શ્રેય અને પ્રેય બન્ને પ્રાપ્ત કરી શકાય છે, આ વસ્તુ આ ગ્રંથમાં બતાવીને પૂજનવિષયક વસ્તુમાં કઈ ગ્રાહ્ય અને કઈ અગ્રાહ્ય છે તે નિર્ણય કરી, શિવ પૂજન કેમ કરવું તે પદ્ધતિ આ ગ્રંથમાં વિધી સાથે આપી છે. ૧–૮–૦

**शुद्धाद्वैत दंभोद्‌घाटनम् अथवा पुष्टिपंथ पाखंड प्रकाश**–ગુજરાતી (કેવળ સનાતન ધર્મના જીજ્ઞાસુ આપ્તવર્ગ માટે) આ ગ્રંથમાં શુદ્ધાદ્વૈતવાદી પુષ્ટિ પંથ પ્રવર્તકોએ સનાતન ધર્મના કેટલાંક શાસ્ત્ર અને પંડિતો ઉપર કરેલા આક્ષેપોના પરિહાર કરેલા છે તેનું મૂળ ગુજરાતીમાં ૧–૮–૦

**पौराणिकविधिना श्रीमहालक्ष्मीपूजाप्रयोगः** દિપોત્સવિ સમયની સર્વ પ્રકારની પૂજાવિધિના સંગ્રહ સાથનું એક અજોડ અને સુંદર પુસ્તક ઉંચા ગ્લેજ કાગળ, સુંદર છપાઈ છતાં મૂલ્ય માત્ર ૦–૩–૦.

**३ उत्सर्गमयूखः**—શ્રીનીલકંઠભટ્ટ વિરચિત બાર મયૂખો પૈકીનો આ "ઉત્સર્ગમયુખ" નામનો ગ્રન્થ, જેમાં કૂપતડાગ આદિ જળાશય બાંધવાનો પૂર્તકર્મમાં ઉપયોગી સવિસ્તર પ્રયોગવિધિ દર્શાવ્યો છે, તે ડેમી સાઇઝ કાગળોપર પ્રકટ કરવામાં આવ્યો છે. સુંદર સુવાચ્ય અક્ષરોમાં અને લગભગ ૩૦ પેજનો ગ્રન્થ છતાં કિંમત માત્ર રૂ. ૦–૪–૦.

**ત્ર્યંબકી આશૌચનિર્ણય** અથવા **સૂતકનિર્ણય**–ગુજરાતી ટીકા સાથે કિંમત માત્ર ૦–૩–૦.

**सनातन धर्मरहस्य**—ગુજરાતી ટીકા સહિત સનાતનધર્મના, અનેક રહસ્ય જાણવાનું ઉત્તમ પુસ્તક ૨–૮–૦

**ભસ્મરૂદ્રાક્ષશિવદર્શન**—મૂળશ્લોકોસહિત ગુજરાતી ટીકામાં૦–૪–૦

**श्रीमदानंदतीर्थभगवत्याचाऽर्यविरचित सदाचार स्मृतिःसटीका** કર્મકાંડ અને ધર્મશાસ્ત્રનું રહસ્ય સમજાવતું સારામાં સારુ પુસ્તક છુટા પાનામાં સંસ્કૃત ટીકા સહિત ૦–૮–૦

**त्रिंशच्छ्लोकी**—ગર્ભથી આરંભીને જન્મ અને મરણનું આશૌચ (સૂતક) ધર્મશાસ્ત્રાનુસારે માનવામાં આવે છે તેનું વર્ણન આ ગ્રંથમાં સર્વતંત્રસ્વતંત્ર શ્રીનાગોજી ભટ્ટે કેવળ ત્રીશજ શ્લોકોમાં કહેલું છે. આ ગ્રંથ જુનામાં જુનો અને સર્વે વિદ્વાનોમાં પરમ માન્ય છે તેની સાથે સંસ્કૃતમાં મીમાંસાભટ્ટે બનાવેલ ભાષ્ય પણ આપવામાં આવ્યું છે. સંસ્કૃતપ્રેમી વિદ્વાનોએ અવશ્ય સંગ્રહ કરવાયોગ્ય ઉત્તમ ગ્રંથ ૦–૧૨–૦

**धर्मशास्त्रनो बृहद्ग्रंथ याज्ञवल्क्यस्मृति**–વ્યવહારાધ્યાય મિતાક્ષરા ટીકાનુસાર ગુજરાતી ટીકામાં બાળબોધ લિપિ સરળ ભાષામાં મૂલ્ય માત્ર રૂ. ૫–૦–૦

**મુમુક્ષુ જનોના ત્રિવિધતાપને નાશ કરનાર શ્રીશંકરાચાર્યે કૃત**

**पञ्चरत्न तथा द्विरत्न**–મહાત્મા **શ્રીશંકરાચાર્ય ભગવાને** મુમુક્ષુઓના હિતને અર્થે વેદાંતવિષયપર અસંખ્ય ગ્રંથો રચ્યા છે, તેમાં આ ગ્રંથમાંઆવેલાં સાત રત્નો (વિવેક ચૂડામણિ, અપરોક્ષાનુભૂતિ, સ્વાત્મનિરૂપણ, આત્મબોધ, વાક્યવૃત્તિ, સાધનપંચક અને હસ્તામલક સ્તોત્ર) વધારે વખણાયલાં અને તત્ત્વજ્ઞાનથી ભરેલાં છે. અદ્વૈત જ્ઞાનયુક્ત આત્મતત્ત્વને ઉદ્દેશીને આમાંના પ્રસંગો પણ મુમુક્ષુઓને અવશ્ય જાણવા જેવા છે. બીજા કલ્પિત નકામા વિષયો વાંચવા કરતાં આપણા **શ્રીશંકરાચાર્ય ભગવાનની** વાણીનું રટણ કરવું એજ આ ક્ષણભંગુર સંસારમાં અક્ષય આનંદદાતા છે. આ પુસ્તક પ્રકટ કરવાનો ઉદ્દેશ પણ એજ છે. આ ગ્રંથ સંસ્કૃત ભાષામાં હોવાથી આધુનિક આર્ય પ્રજાથી તે ભાષાની બીનમાહિતીને લીધે તેનો લાભ જેવો જોઇએ તેવો લઇ શકાતો ન હોવાથી આ પ્રસિદ્ધ અને જ્ઞાનથી ભરપૂર ગ્રંથ તેના ગુર્જર ભાષાંતરરૂપે પ્રકટ કરી આર્ય પ્રજા સમક્ષ–મુકવામાં આવ્યો છે. આ ગ્રંથનાં (૩૬૬) પૃષ્ઠ, પાકું પુઠું છતાં કિંમત માત્ર ૧–૪–૦.

**સંસારસાગર તરવાનું ઉત્તમ સાધન યોગીન્દ્રશ્રી ભર્તૃહરિકૃત**

**वैराग्यशतक**–સંસ્કૃતના અભ્યાસીઓને મદદગાર થઇ પડે તેવું સરળ ભાષાંતર આ એકજ છે. આમાં વૈરાગ્યના દશ દશ દશકના શ્લોકો વ્યવસ્થા-

પૂર્વક આપ્યા છે. શ્લોકોનો અર્થ અને સંબંધ સમજવા માટે સરળ વિવેચન અને ટીકા પણ આપી છે. શ્લોકોમાં કયા અલંકારો છે, તે પણ આપ્યા છે. સુંદર છપાઇ, ગ્લેજ કાગળ, છતાં કિંમત માત્ર ૦–૮–૦

**योगानंद स्वानुभूति**—આ પુસ્તકમાં બ્રહ્મયોગ, જીવનયોગ, કર્મ-યોગ, જ્ઞાનયોગ, અને સ્વાનુભૂતિ વીષે વીગતવાર ચર્ચા કરવામાં આવી છે જે વાંચકોને આર્શીવાદરૂપ થાય તેમ છે. ૨–૮–૦

**સદ્ગુરૂઉપદેશ યા શાંતિસોપાન**—સ્વામી જ્યોતિર્મયાનંદપુરીજીએ વેદાન્તના અલૌકિક દૃષ્ટાંતો આપી ૪૦૦ પાનાનો દળદાર ગ્રંથ બનાવ્યો છે. શુદ્ધ હિન્દી ભાષાના આ ગ્રંથની કિં. માત્ર ૧–૮–૦

**ज्ञान प्रदेश**—આ પુસ્તકમાં જીવનના તત્વજ્ઞાન વીષેની વીગતવાર સમાલોચના કરવામાં આવી છે. પુસ્તકનું નામજ એવું છે કે જેને જ્ઞાન-ભૂખ હશે એ આ પુસ્તક લીધા વીના નહિ રહે. મૂલ્ય ૧–૮–૦

**श्रीसर्ववेदान्तसिद्धान्तसारसंग्रहः**—(અનુવાદક અને પ્રકાશક–સ્વામી રેવાનંદગિરી) લગભગ બધાજ વેદાન્ત સિદ્ધાંતોનો સાર ટીકા સાથે સમજાવવાનો સ્વામી રેવાનંદગિરીએ આ પુસ્તકદ્વારા સ્તુત્ય પ્રયાસ કર્યો છે. તત્વજ્ઞાનના અભ્યાસીઓ માટે આ ગ્રંથ ઉપયોગી છે. વેદાંત નું દોહન આ પુસ્તકમાં સુવાચ્યરીતે કરવામાં આવ્યું છે. ગુજરાતી ટીકાસહિત પાકું પુઠું મૂલ્ય ૧–૪–૦

**पंचीकरण**—"રામગુરુનું જીવનચરિત્ર અને બ્રહ્મમાયાના ચિત્રપટ સાથે" સટીક ગુજરાતી. મુમૂક્ષુઓને પરમોપયોગી છતાં આબાલવૃદ્ધ સર્વને ઉપયો-ગનો વેદાંતજ્ઞાનના પ્રવેશદ્વારરૂપ આ ગ્રંથ બ્ર. નિ. સદ્ગુરુ શ્રી. રામ ગુરુનો રચેલો, અને બ્રહ્મનિષ્ઠવિદ્વાન્ શાસ્ત્રીદ્વારા વેદાંતની વિવિધ પ્રક્રિયાઓને અને તત્વજ્ઞાનના બીજા ભગવદ્ ગીતાદિ પ્રસ્થાનગ્રથોનાં અને પ્રકરણ ગ્રંથોનાં સ્થળે સ્થળે શાસ્ત્રીય પ્રમાણો અને વિવિધ જાતનાં તેંતાલીસ દ્રષ્ટાંતો આપી તેની લોકોપયોગિતામાં ઘણો વધારો કરવામાં આવ્યો છે, અને તેથી બીજાં પંચીકરણોની અપેક્ષાએ આ સર્વ કરતાં વધારે સુંદર અને શ્રેષ્ઠ ગણાઇ ચુકયું

છે. તેની બે આવૃત્તિઓ જલદી ખપી જવાથી આ ત્રીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવામાં આવી છે. ઉંચા ગ્લેઝ કાગળ ઉપર ઉત્તમ સુવાચ્ય અક્ષરોમાં છપાવી પ્રકટ કરવામાં આવ્યું છે. પ્રકાશકનો ફોટો પણ સાથે જોડવામાં આવેલ છે કિંમત રૂ. ૨–૦–૦ હાલ ઘટાડેલી કિંમત ૧–૮–૦

**श्रीमद्भगवद्गीता मूळ मध्यमाक्षर** રેશમી પુઠું ૦–૮–૦

" " સાદું પુઠું ૦–૫–૦

**सिद्धान्त तत्व बिन्दु**—શ્રીશંકરાચાર્ય મહારાજ કૃત **दशश्लोकी** સહિત મધુંસૂદનસરસ્વતિ કૃત સંસ્કૃત વ્યાખ્યાસાથે ૦–૪–૦

**श्री ईश्वरकृष्णेन विरचिता-सांख्यकारिका**

**श्री गौडपाद स्वामिकृत भाष्यसहिता**—સાંખ્ય શાસ્ત્રના ગ્રંથોમાં આ પુસ્તક દેખાવમાં નાનું છે પણ ગુણમાં શ્રેષ્ઠ છે. સાંખ્યશાસ્ત્રનો અભ્યાસ કરવાની ઇચ્છાવાળાઓને માટે એક કલ્પવૃક્ષસમાન છે. આવા ઉત્તમ પુસ્તકનું મૂલ્ય સર્વ સાધારણ જનતાને લાભ મળે તેના માટે બહુજ સ્વલ્પ રાખવામાં આવ્યું છે ૦–૫–૦

**श्रीमहामुनीश्वरकृष्णविरचिता—सांख्यकारिका** આ ગ્રંથ આયુર્વેદ વિશારદની પરીક્ષાના અભ્યાસક્રમમાં રાખવામાં આવ્યો છે. વિદ્યાર્થીઓને સુગમ થઈ પડે એટલા માટે વાચસ્પતિ મિશ્રે બનાવેલી, સાંખ્ય તત્વકૌમુદી નામની, વિસ્તૃત, સંસ્કૃતમાં સરળાર્થવાળી ટીકા, સાથે છાપવામાં આવી છે. પાકુ પુઠું છતાં કિંમત માત્ર ૨–૦–૦

**शास्त्रसिद्धान्तलेशतात्पर्यसंग्रह**—આ ગ્રંથ કુવલયાનંદ અલંકારના ગ્રંથ બનાવનાર અપ્પય દીક્ષિતે બનાવેલ સિદ્ધાંત લેશ સંગ્રહના સારરૂપ છે તે વાસુદેવ બ્રહ્મેન્દ્ર સરસ્વતિએ મહાપરિશ્રમથી બનાવેલો છે જેનું સંશોધન ગુજરાતના જાણીતા, નામાંકીત, **ઇંગ્લીશ** અને સંસ્કૃતના પ્રખર વિદ્વાન તનસુખરામ મનસુખરામ ત્રિપાઠીએ ઘણી કાળજી પૂર્વક કરેલું છે. આ ગ્રંથ ખાસ સંગ્રહ કરવા લાયક છે કીંમત રૂ. ૧–૮–૦

**नामजपनुं महत्व**—"શાસ્ત્રીય મીમાંસા સહિત" આમાં શ્રીમદ્ વાસુદેવાનંદ સરસ્વતિ પ્રેરીત મોટો યજ્ઞ અને સાક્ષાત્કાર નામનું પુસ્તક સાથે

જોડવામાં આવ્યું છે. આ પુસ્તક વાંચવાથી નાના મોટા વિદ્વાન કે અવિદ્વાન દરેકને ગહન તત્વો જાણવાનાં મળે છે. જેમણે આ ગ્રંથ વાંચ્યો છે તેઓ પોતાના સંબંધીઓમાં લ્હાણી તરીકે વહેંચે છે. પૃષ્ઠસંખ્યા ૧૫૦ કિંમત. રૂ. ૦-૮-૦

**वेदांतसार**—શ્રીમદ્ સદાનંદયતિ વિરચિત્ આપદેવપ્રણીત તત્ત્વ દીપિકા નામની સંસ્કૃત ટીકા સહિત વેદાન્ત જ્ઞાનથી ભરપૂર ૧૨૫ પાનાનો દળદાર ગ્રંથ છતાં કીમત ૦-૪-૦

**अध्यात्म रामायण**—"સટીક" સાતકાંડ જેમાં શિવ અને પાર્વતીના સંવાદરૂપ શ્રીરામચંદ્રજીનું જીવનચરિત્ર રામ વર્માની સંસ્કૃત ટીકા સહીત આપવામાં આવ્યું છે. છુટા પાનામાં ૨-૦-૦

**श्रीरामतापनी उपनिषद्**—હિન્દી ટીકાવાળું ૧-૪-૦

**तर्कामृत**—તરંગિણી ટીકા સાથે ૦-૬-૦

**अद्वैतसिद्धान्त गुरुचंद्रिका**—આ ગ્રન્થમાં દશ પ્રકરણ વિષયો છે. વેદાન્તનો અદ્ભૂત ઉત્તમગ્રંથ સંસ્કૃત ટીકા સાથે પાકા પુઠાની ૩-૦-૦

**हंसमुक्तावलि**—કબીર પંથના અનુયાયીઓ કરબી ધર્મના દરેક સિદ્ધાન્તોનું રહસ્ય સમજાવતો સરળ ભક્તિરસપ્રધાન ગ્રંથ માટે પ્રાચીન પુસ્તક હિંદી ભાષામાં છુટાં પાનામાં ૨-૦-૦

**श्रीदत्तात्रेयकृत अवधूतगीता मूलमात्र**—આ પુસ્તક વેદાંતના ગ્રંથોમાં એક ઉત્તમ ગ્રંથ મનાય છે. આમાં વેદાંત વિષયો સારીરીતે વર્ણવેલ છે. દત્ત ઉપાસનાનું રહસ્ય ને ગીતાનો પાઠ કરવાથી શું શું ફાયદો થાય છે તે દરેક વિધિ સહિત ગ્લેજ કાગળ રેશમી પુંઠું છતાં મુલ્ય ૦-૬-૦

**"અખિલ ભૂમંડલીય સામ્પ્રદાયિક મુક્તિવ્યવસ્થા"**—આ પુસ્તકમાં દરેક સમ્પ્રદાયોની મુક્તિનો સમાવેશ 'દસ મુક્તિઓમાં' કર્યો છે. અને તેમાં મુક્તિ પામવાના ઉપાયો જણાવ્યા છે. અને મુક્તિદાતા બ્રહ્મનિષ્ટ કલ્યાણકારી ત્રીશ ગુણવાળા સદ્ગુરૂનાં લક્ષણો આપવામાં આવ્યાં છે. આ ગ્રંથ મુમુક્ષુઓને ઘણોજ ઉપયોગી થઈ પડે તેમ છે. કિંમત માત્ર ૦-૮-૦

શ્રી પરમહંસ પરિવ્રાજકાચાર્ય સદાશિવેન્દ્ર સ્વામિકૃત **आत्मविद्याविलास** બ્રહ્મજ્ઞાનથી થતા પરમાનંદનો અનુભવ કરાવતું, ગાગરમાં સાગરનો લાભ આપતું, ત્રેસઠ આર્યાવૃત્તમાં નિર્દોષ પદ્યોથી વેદાંત શાસ્ત્ર ભર્યું છે. તથા સાથે **वैराग्यपञ्चक**—આ પાંચ ઉત્તમ શ્લોકોનું વાંચન, શ્રીકૃષ્ણરૂપ ધનની ઇચ્છા રાખનારને આનંદ આપ્યા વિના રહેશે નહિ. ગુજરાતી ટીકામાં કિંમત ૦–૨–૦.

**नीतिशतक**—આ પુસ્તકનું મૂલ શ્લોકો સહિત એવું તો સરળ ગદ્ય અને પદ્યમાં ભાષાંતર કરવામાં આવ્યું છે કે ગમે તેવા ઓછું ભણેલાને પણ સમજ પડે. વિદ્યાર્થીઓને માટે તો આ પુસ્તકના જેવું બીજે કોઈપણ ઠેકાણે સરળ અને પદ્ય ભાષાંતર છપાયું નથી. પદ્ય રચના કરનાર જાણીતા પંડિત નવરત્ન ગિરિધર શર્માજી છે. આ (૧૦૦) પાનાનો દળદાર ગ્રંથ છતાં મૂલ્ય માત્ર ૦–૪–૦

**તત્વજ્ઞાનના નિબંધો**—હિંદુ તત્ત્વજ્ઞાનના વિષયોના આ નિબંધોનો સંગ્રહ તેના કર્તા તરફથી પ્રકટ કરવામાં આવ્યો છે જે વેદાંત જીજ્ઞાસુઓ માટે ઘણો ઉપયોગી છે. આમાં હિંદના ધાર્મિક સંપ્રદાયોના પરસ્પરના વિરોધો જ્યારે દુરાગ્રહ રાખી સાચા માનવામાં આવે છે, ત્યારે સનાતન વૈદિક વર્ણાશ્રમ ધર્મ કેવો જર્જરિત થઈ જાય છે, અને એથી સમસ્ત હિંદુ કોમના એકત્રિત સંગઠ્ઠનના કાર્યમાં કેવી બાધાઓ આવી પડે છે, તથા એ વિરોધો, તત્ત્વદૃષ્ટિએ (વેદાંતમતે) કેટલા અસત્ય છે તેનું યોગ્ય રીતે પ્રતિપાદન કરવામાં આવ્યું છે. વળી જુદા જુદા વાદોની યથાર્થ તુલના કરવામાં પાશ્ચાત્ય વિદ્વાનોના મતોની સાધારણ સંપૂર્તીઓ પણ સાથે જોડવામાં આવી છે. તેથી આ ગ્રંથના ગૌરવમાં પણ અધિક વધારો થયો છે. ડેમી આઠ પેજી ગ્લેઝ કાગળ લગભગ ૧૨૫ પાનાનો ગ્રંથ કી. રૂ. ૧-૦-૦

**રામગીતા**—(ગુજરાતી ટીકા સાથે) જયમંગળરૂપ, રામાયણના કીર્તિસ્તંભરૂપ, રઘુકુળતિલક ભગવાન રામચંદ્રે લક્ષ્મણ પ્રતિ પ્રબોધેલી રામગીતા એક વેદાંતનો પ્રકરણગ્રંથ હોઈ અધ્યાત્મ રામાયણના ઉત્તર

કાંડમાં નિબદ્ધ થયેલો છે. અને તે ઉમામહેશ્વરના સંવાદરૂપ હોઈ તત્વજ્ઞાનના સંગ્રહરૂપે મુમુક્ષુજનોને પરમોપયોગી પરમ આનંદજનક થઇ પડે તેમ છે. તેની ગુજરાતી ટીકા વિદ્વાન્ પાસે કરાવી સુધારા વધારા સાથે બહાર પાડી છે. શુદ્ધ છપાઇ, ઉંચા ગ્લેજ કાગળ, છતાં કિંમત માત્ર ૦–૬–૦.

## નવીન બીજી આવૃત્તિ. ૩૨૦૦૦ પ્રતો તૈયાર છે.

## (સચિત્ર) શ્રીમદ્‌ભગવદ્‌ગીતા. નવું ભાષાંતર.

આ લોક અને પરલોક સાથે જીવનો સંબંધ કેવો છે તે શ્રીકૃષ્ણે પોતાના ભક્ત અને સખા અર્જુનને સમજાવ્યું. અને તેથી અર્જુને છોડેલાં શસ્ત્રો અર્જુન પાસે પાછાં ઉંચકાવ્યાં તેજ વાત શ્રીકૃષ્ણ અને અર્જુનના શબ્દોમાં ગુજરાતીમાં ઉતારેલી છે. ટીકાકારોના શબ્દો કે વિચારોની ભેળંભેળા ન કરતાં વાંચકો કૃષ્ણ અને અર્જુનના સંવાદમાં રહેલું રહસ્ય સ્વયં વિચારી શકે તે દૃષ્ટિએ આ ભાષાંતર ઉત્તમ રીતે કરેલું છે. આમાં (૧) ગીતાનો છંદ, (૨) ગીતામાં પુછાયલા પ્રશ્નો, (૩) ગીતાના રહસ્યના શ્લોકો, (૪) અર્જુનનેજ શ્રીકૃષ્ણે ગુહ્ય જ્ઞાન શા માટે કહ્યું. (૫) શ્રીકૃષ્ણનાં નામો વગેરે વગેરે ઘણું હકીકતો આપેલી છે. મૂળ પાત્રોના શબ્દો અને વચનો શાં છે તે જાણવાને માટે આ એકજ ઉત્તમ ભાષાંતર ગુજરાતીમાં છે. કાગળનું કાચું પુઠું ૦–૬–૦ પાકું પુઠું ૦–૭–૦ રેશમી પુઠું ૦–૮–૦

**श्रीमधुसूदनसरस्वतीविरचित सिद्धान्ततत्त्वबिन्दु**—આ ગ્રન્થ વેદાંત શાસ્ત્ર જાણનાર મુમુક્ષુજનોને અતિ ઉપયોગી છે. જલદી સમજી શકાય એ હેતુથી નારાયણતીર્થે બનાવેલી લઘુ વ્યાખ્યા અને પુરૂષોત્તમ સરસ્વતીએ બનાવેલી બિન્દુ સંદીપ નામની ટીકા એ બે સંસ્કૃત ટીકાઓ દાખલ કરવામાં આવી છે. આ પુસ્તક સન્યાસીઓ અને વેદાન્ત માર્ગના જ્ઞાતા પુરુષોને ગુહ્યાર્થ સમજાવતો મહન ગ્રન્થ કીંમત ૧–૮–૦

**विवेकचूडामणि**—શ્રી આદ્ય શંકરાચાર્ય મહારાજ કૃત વેદાન્તનો ગુહ્યાર્થ સમજવા માટે સારામાં સારૂં પ્રથમ પુસ્તક મૂલ માત્ર ०–૮–૦

**શ્રી પંચરત્નગીતા. ( સચિત્ર ) શુદ્ધ અને સરળ ઉત્તમ ટીકાવાળી.**
શ્રીમદ્‌ભગવદ્‌ગીતા, શ્રી વિષ્ણુસહસ્રનામ, શ્રી ભીષ્મસ્તવરાજ, શ્રી અનુસ્મૃતિ, અને શ્રીગજેન્દ્રમોક્ષ, એ મહાભારતનાં પાંચ રત્નોનો અપૂર્વ સંગ્રહ છે. કાગળના પુંઠામાં બાર આના. સોનેરી નામવાળા સુશોભીત સુંદર પાકા પુઠાંની કિંમત માત્ર (૧૪) આના. રેશમી પુઠાંની કિંમત ૧–૦–૦.

**भेदरत्नम्**—શ્રીશંકરમિશ્રવિરચિત તથા **अद्वैतरत्नरक्षणम्** શ્રીમધુસૂદનસરસ્વતીવિરચિત વેદાંતના ગહન તત્વોને સમજાવનાર, સંસાર સાગરમાંથી તરવાનું ઉત્તમ પુસ્તક ( સંસ્કૃત ટીકા સહિત ) ૧–૦–૦

**સૂર્યનમસ્કાર. સૂર્ય એ જગતનું જીવન છે.** બાળબોધ લિપિથી અજ્ઞાન તથા બાળકોમાટે,ગુજરાતીમાં ૧૨ નમસ્કારના મંત્રોસહિત. **સૂર્યનમસ્કાર** આ ગ્રંથ અનેક રાજ્યના કેવળણીખાતા તરફથી ઇનામ માટે અને લાયબ્રેરીઓ માટે મંજુર થયેલું છે બીજ અને મંત્રો સહિત. પ્રાણાયામ સાથે શાસ્ત્રીય પદ્ધતિસર થતી કસરત અને આરોગ્યની ઉત્તમ વિધિસહિત. કિંમત માત્ર રૂ. ૦–૪–૦

**षट्चक्रनिरूपणम्**—આ ગ્રંથ શ્રીપૂર્ણાનંદ યતિ જે યોગમાર્ગમાં મહાન્ યોગેશ્વર હતા તેમણે બનાવેલો છે. આ ગ્રંથમાં મૂલ, આધાર, સ્વાધિષ્ઠાન, મણિપૂરક, અનાહત, અને વિશુદ્ધ નામનાં છ ચક્રો, શરીરના કયા કયા જુદા જુદા ભાગમાં રહેલાં છે તેનું વર્ણન છે. એ છ ચક્રોના જ્ઞાનથી સાધારણ માણસ પણ યોગમાર્ગમાં પ્રવીણ થાય છે એટલુંજ નહીં પણ દીર્ઘકાળ જીવે છે ને મહાયોગી બને છે. જેનું સંશોધન ગુજરાતના માન્યવર ષડ્શાસ્ત્ર સંપન્ન શાસ્ત્રી જીવરામ લલ્લુભાઇએ મહા પરિશ્રમથી કરેલું છે. જે શાસ્ત્રીજી તંત્ર માર્ગના જ્ઞાતા તરીકે સુપ્રસિદ્ધ હતા. તેથી આ ગ્રંથ ઘણા સુધારા વધારા સાથે મહાપરિશ્રમથી તૈયાર કરવામાં આવ્યો છે. ટીકા સર્વે સંસ્કૃતમાં છે. તેથી હરકોઈ માર્ગમાં પ્રવેશ કરનાર સાધારણ વિદ્વાન પણ સહેલાઈથી સમજી શકે તેવો અલભ્ય આ ગ્રંથ છે. થોડીજ નકલો બાકી રહેલી છે. જે વિદ્વાન આ ગ્રંથને જુએ છે તે તાત્કાલિક ખરીદી લે છે માટે જરૂર લેવા ભલામણ છે. કીંમત ૦–૮–૦

**अमनस्कखण्ड-मठेश्वरवामदेवसंवाद**—આ લઘુ પુસ્તકમાં યોગાભ્યાસી તેમજ યોગારૂઢ યોગીઓને પણ જાણવા લાયક યોગવિષયનો સારો ખુલાસો કરેલો છે. મુદ્રાઓ, યોગના નિયમો પણ સંસ્કૃતમાં આપેલા છે. છતાં કિંમત માત્ર ૦–૪–૦

**कौतुकरत्नभांडागार—अथवा इन्द्रजाल**—હિન્દી ભાષામાં મંત્ર તંત્ર વગેરે અનેક પ્રયોગો જાણવાનું ઉત્તમ પુસ્તક સંસ્કૃત અને હીન્દી ભાષામાં કીંમત ૧–૮–૦

**सनत्कुमारतंत्र**—શ્રીવિષ્ણુ ઉપાસકો માટે ઉત્તમ અને પૂજાના સરળ વિધાન્ સહિત સંસ્કૃત ગ્રંથ ૦–૬–૦

**गौरिकांचालिकातंत्रम् मूलमात्रम्**—આ પુસ્તકમાં ક્ષય, કાસ, ભગંદર, આદિ રોગોની ચિકીત્સા–નિર્ગુણ્ડી કલ્પ, હસ્તિકર્ણકલ્પ, ભૃંગરાજ કલ્પ વિગેરે કલ્પો તેમજ મારણ મોહન, વશીકરણાદિ ઘણાજ સારા ચમત્કારીક પ્રયોગો સંસ્કૃતમાં આપેલા છે કીંમત ૦–૪–૦

**ज्ञानसंकलनीतंत्र**—યોગવિષયમાં આ પુસ્તક ઉત્તમોત્તમ છે. આમાં નાડીઓનું વર્ણન, ધ્યાન, ધારણા, આસન, મુદ્રા, પ્રાણાયામ, સમાધિ વિગેરે યોગના મુખ્ય મુખ્ય પ્રયોગો સાથે ઘણા વિષયો આપેલા છે મૂળમાત્ર ૦–૪–૦

**गौतमीयतंत्र**—આ ગૌતમીતંત્ર નામે ૩૩ અધ્યાયી પત્રાત્મક ગ્રંથમાં પરમોપાસ્ય શ્રીકૃષ્ણદેવતાના દશાક્ષરી, અષ્ટાદશાક્ષરી વિગેરે વિવિધમંત્રોના સર્વ વિધાનો જેવાંકે–રૂષ્યાદિ, વિનિયોગ, ન્યાસના વિવિધપ્રકારો, ધ્યાનના વિનિયોગો, દીક્ષાવિધિઓ, વાસ્તુ અને પીઠારાધન વિધિઓ, ઉપાસ્યકૃષ્ણદેવતાની આવરણ પૂજાઓ, પૂજોપયોગી સર્વદ્રવ્યના શુદ્ધિના પ્રકારો, અને ભૂતશુધ્યાદિ અંતરબહિરયાગ, વિષ્ણુપંજર આદિસ્તોત્ર, પુષ્પાંજલીવિધી, વિવિધ મુદ્રાઓ, હોમવિધી, સાધ્યમંત્રના બલિવિધીઓ, માલાપ્રકાર, અને બીજી પણ અનુષ્ટાનોપયોગી ક્રિયાવિધીઓ, ઉપાસ્યદેવનું તાત્વિકસ્વરૂપનિર્ણય, તેમજ વિવિધ કામ્ય પ્રયોગો અને તે સાથે સદાચાર વિગેરે વિવિધ વિષયો સાંગોપાંગ વર્ણવવામાં આવ્યા છે. વૈષ્ણવ દીક્ષા લીધેલા વૈષ્ણવોમાટે ઘણોજ

ઉપયોગી ગ્રંથ છે. અને તેની યોજના તાંત્રિક પદ્ધતિને અનુસરી ગૌતમ અને નારદના સંવાદાત્મક છે. સુવાચ્ય અક્ષરોમાં વિદ્વાનો પાસે સંશોધન કરાવી પ્રકટ કરવામાં આવ્યો છે. આવો ગ્રંથ બીજે મળવો મુશ્કેલ છે. છતાં કીંમત માત્ર રૂા. ૧-૮-૦

**इन्द्रजालम्-शिवप्रोक्तम् मूलमात्र**—આ પુસ્તકમાં આવતા વિવિધ વિષયોઃ વશીકરણ, આકર્ષણ, સ્તંભન, વાજીકરણ, જન્મવન્ધ્યાચિકીત્સા, કાકવન્ધ્યાચિકીત્સા સુખપ્રસવયોગ, સ્તનવર્ધનચિકીત્સા, વિગેરે અનેક વિષયોથી ભરપૂર સામગ્રી સંસ્કૃતમાં આપેલી છે કીંમત ૦-૪-૦

**श्रीसूर्यनारायण भगवानना उपासकोने माटे आदित्यहृदयस्तोत्र**-મૂળશ્લોક સાથે ગુજરાતી ટીકાસહિત. જે માણસ આદિત્યહૃદય સ્તોત્રનો પાઠ કરે છે તે અંધ હોય તો દેખતો થાય છે. દારિદ્રય હોય તો દૂર થઈ જાય છે અને તે સર્વ સિદ્ધિને પામે છે. ભવિષ્યોત્તર પુરાણનું આદિત્યહૃદયસ્તોત્ર ગુજરાતી ટીકા સહિત કિંમત માત્ર ૦-૩-૦

**श्रीविष्णुसहस्रनामयुतस्तोत्र पंचरत्न**-નિત્ય પાઠોપયોગી સ્તુતી કરવાનો ઉત્તમ સંગ્રહ (૧) શ્રીવિષ્ણુસહસ્રનામ, (૨) શ્રીવિષ્ણુશતનામ, (૩) શ્રીવિષ્ણુનાં અષ્ટાવિંશ નામ, (૪) શ્રીવિષ્ણુષોડશનામ (૫) શ્રીવિષ્ણુનામાષ્ટક તથા (૬) શ્રીવિષ્ણુનામમાહાત્મ્યનો સંગ્રહ સંસ્કૃતમાં છે. મોટા અક્ષરમાં મૂળ માત્ર **કિમ્મત ૦-૩-૦ આના.**

**श्रीशिवमहिम्नः स्तोत्र. "पुष्पदंतगंधर्वराजविरचितं"-ગુજરાતી ટીકા સહિત.** મહિમ્નઃ સ્તોત્ર ઘણી સંખ્યામાં બહાર પડેલ છે; પરંતુ આવી પ્રત હજી સુધી બહાર પડી નથી, એમ અમે નિડરતાથી કહી શકીએ છીએ. આ પ્રતમાં **મૂળશ્લોક, પદચ્છેદ, અન્વય, સ્પષ્ટીકરણ** અને **ભાવાર્થ.** પુનઃ એજ શ્લોક હરિપક્ષમાં કેમ ઘટાવવો તે માટે **પદચ્છેદ, અન્વય, સ્પષ્ટીકરણ** અને **ભાવાર્થ સાથે** આપ્યો છે. અભ્યાસ કરનારાઓ સરળતાથી સમજી શકે તેવો ઉત્તમ **સુલભ ગ્રન્થ મૂલ્ય ૦-૬-૦.**

**શ્રી આદ્યશંકરાચાર્ય મહારાજકૃત મોહમુદ્ગરસ્તોત્ર.** ગદ્યાત્મક અને પદ્યાત્મક શ્લોકો સાથે મુમુક્ષુઓને માટે વેદાન્તનો અત્યુત્તમ ખજાનો. શુદ્ધ સરળ ગુજરાતી ભાષાંતર કિંમત માત્ર ૦–૨–૦

**શ્રીશિવમહિમ્નઃ** સ્તોત્ર અભ્યાસ કરનારાઓને પાઠ કરવાવાળાઓને માટે મોટાઅક્ષરમાં મૂળ, આરતિસહિત. મૂલ્ય માત્ર ૦–૧–૦.

**જેને માટે ઘણા દિવસથી રાહ જોઇને બેઠા હતા તે**

**તૈયાર છે.] श्रीगायत्री पट्ट બીજી અવૃત્તિ [તૈયાર છે.**

દ્વિજોના ગૃહના શૃંગારરૂપ તથા પૂજા કરતી વખતે ધ્યાન ધરવા અને પૂજન કરવા માટે આ પટ્ટ પાંચ રંગથી ભરપૂર રંગીત બનાવવામાં આવ્યો છે. જેમાં ધર્મનાં દશ લક્ષણો, ધર્મનું સ્વરૂપ, ગાયત્રીમંત્ર, તેના ચોવીસ અક્ષર, ચોવીસ દેવનાં નામ, પટ્ટ પદાર્થ, શબ્દાર્થ અને સાથે દેવી ગાયત્રી, સૂર્યનારાયણ, તથા ગુરુ દત્તાત્રેય, એમ ત્રણ ફોટા મુકેલા છે માટે દરેક દ્વિજોએ આ લાભ લેવા ચુકવું નહિ. આજેજ ખરીદો. મૂલ્ય માત્ર ૦–૪–૦

**આદ્યશંકરાચાર્ય મહારાજકૃત ચર્પટપંજરીકા સ્તોત્ર.** મૂળશ્લોકો સહિત ગુર્જર ગદ્યપદ્યાત્મક ભાષાંતર. કિંમત માત્ર ૦–૨–૦

**श्रीशिवस्तोत्र पञ्चरत्न. મહાદેવના ઉપાસકો માટે ભક્તિનો સરળ રસ્તો દેખાડનારાં ઉત્તમ સ્તોત્રોનો સંગ્રહ.**

આ પુસ્તકમાં પાંચ સ્તોત્રો ભગવાન શિવની સ્તુતિવાચક પરમકલ્યાણકારક છે. રાવણકૃત શિવતાંડવસ્તોત્ર, ઉપમન્યુકૃત શિવસ્તોત્ર (જૈશંકર સ્તોત્ર), શિવષડક્ષરસ્તોત્ર, શિવપંચાક્ષરસ્તોત્ર, અને બિલ્વાષ્ટકસ્તોત્રસહિત મૂળ શ્લોકો સાથે શુદ્ધ ગુજરાતી ટીકામાં મહાદેવજીનાં ઉત્તમ પાંચે સ્તોત્રો સુંદર ચિત્રો સાથે ઉમત્ત છપાઈ કિંમત માત્ર ૦–૩–૦

**देवीसहस्रनामावलि**—આ પુસ્તકમાં દેવીનાં જુદાં જુદાં એક હજાર નામ છે. દેવીનાં નામનો પાઠ કરવા માટે ઉપયોગી કીંમત ૦–૩–૦

**लक्ष्मीनारायणहृदयं**—આ સ્તોત્રના પાઠથી સર્વે મનકામનાઓની સિદ્ધી થાય છે. તેમજ સંકટ અને રોગનો નાશ થઈ લક્ષ્મી પ્રાપ્ત થાય છે કીંમત ૦–૩–૦

**हरिमीडेस्तोत्र. પરમહંસ પરિવ્રાજક ચિદ્દઘનાનન્દ સ્વામીકૃત અમૃતધારા ટીકા ગુજરાતીમાં ભાષાંતર સહિત.** ભગવાન્ પરમેશ્વર સર્વજ્ઞ એવા શંકર, તેમણે સર્વના હિતને માટે સ્વઅંશરૂપે શ્રી સર્વજ્ઞ ભગવાન્ શંકરાચાર્ય અને શિષ્યરૂપ બ્રહ્માદિકોને સાથે લઇને આ મૃત્યુલોકમાં અવતાર ધારણ કર્યો. પછી મુખ્યાધિકારીનો એકવાર શ્રવણથીજ અવિદ્યાન્ધકાર નાશ પામે એવું બ્રહ્મસૂત્રના વ્યાખ્યાનરૂપ શારીરિકભાષ્ય રચ્યું. પરન્તુ એ ભાષ્યના સમજવામાં અશક્ત એવા મંદાધિકારીઓને પણ સહેજમાંજ બ્રહ્મસાક્ષાત્કાર થાય એવું અને સર્વ વેદાન્તસિદ્ધાન્તનું શ્રવણ, મનન તથા નિદિધ્યાસનરૂપ આ "હરિમીડે" નામનું સ્તોત્ર રચ્યું છે. તેમજ આ "હરિમીડે" સ્તોત્રમાં સર્વ વેદ શાસ્ત્ર પુરાણો તથા ગીતાદિક સર્વ ગ્રન્થોનો સાર ટુંકમાં લાવીને ફક્ત (૪૪) શ્લોકોમાંજ સારાંશ દર્શાવ્યો છે. પણ તેમાં ગૂઢાર્થ હોવાથી સર્વ સજ્જનોના ઉપયોગમાં લેવાયો નથી, તે માટે સર્વના પ્રેરક સચ્ચિદાનન્દ અન્તર્યામી પરમાત્માની પ્રેરણા થવાથી, આ અતિ ગૂઢાર્થવાળા હરિમીડે સ્તોત્રની, શુદ્ધ ગુંજરાતી ભાષામાં, સરલ મધુરવાણીથી, મુમુક્ષુજનના પૂર્ણ પ્રીતિપાત્ર થવા માટે તથા વિદ્વાનોના રમુજી વિનોદને માટે અને મન્દાધિકારીઓ આ નાના સરખા ગ્રંથને પણ સમજવાથી વેદના ગુપ્તસિદ્ધાન્તને સહેજમાં યથાર્થ જાણી શકે ને આત્માનન્દમાં નિમગ્ન થાય એવી "अमृतधारा" નામની ઉત્તમ ટીકા રચી છે. હંસરૂપ સજ્જનો આ ગ્રંથમાંથી દૂષણરૂપ જળનો ત્યાગ કરીને અમૃતરૂપ દૂધનું પાન કરશે. પ્રતો થોડીજ બાકી છે માટે જલદી ખરીદો. મૂલ્ય માત્ર રૂ. ૧–૦–૦. સંસ્કૃતના અભ્યાસીઓને માટે મૂળસહિત સંસ્કૃત ટીકા. પ્રતના ફક્ત ૦–૧૪–૦

**श्रीशिवसहस्रनामस्तोत्र**—આ સ્તોત્રનો પાઠ કરવાથી માણસ રોગી હોય તો રોગ રહિત થાય છે. તેમજ અકાળ મૃત્યુ હોય તો તે ટળી જાય છે. તેમજ ભૂતપિશાચનો તેને ભય રહેતો નથી. આવા અમૂલ્ય પુસ્તકની કિંમત ૦–૩–૦

## શ્રી વિષ્ણુસહસ્રનામ શ્રી પૂજ્યપાદ શંકરાચાર્યની ટીકાનુસાર ગુજરાતીમાં આ એક જ ભાષાંતર છે.

બીજાઓ પુઠાંપર કે ટાઇટલ પેજપર કે જાહિરાતમાં લખે છે કે "શ્રી પૂજ્ય પાદ શ્રીશંકરાચાર્યની ટીકાનુસાર." પણ તે સત્ય છે કે નહિ! તે શ્રી શંકરાચાર્યની ટીકા સાથે સરખાવી જોવાથી ખરીદનારની અને વાંચનારની ખાતરી થશે. અમોએ સારા વિદ્વાન પાસે સરળ ભાષાંતર કરાવેલું છે. તેથી તેની ઉપયોગીતા એટલી બધી વધી ગઈ છે કે પ્રતો ચપોચપ ખપે છે, માટે જલદી કરો અને તુરતમાં ખરીદ કરો. કાગળના પુઠાંમાં કિંમત માત્ર ૦–૨–૬

**વજ્રકવચ**–ગૂઢમંત્ર પ્રયોગ, ઈશ્વર પાર્વતિ સંવાદરૂપ, દત્તઉપાસનાનો સરળ ગ્રંથ. આ પુસ્તકનો પાઠકરવાથી દરેક કાર્યો સિદ્ધ થઇ શકે છે. મૂળ માત્ર કિંમત ૦–૨–૦.

**રામરક્ષા**–ગુજરાતી ટીકા રામહૃદય રામાષ્ટકસહિત ૦–૧–૦.

**નારાયણ વર્મ (કવચ) હંમેશાંપાઠકરવા સારૂ મૂળ માત્ર ૦–૧–૦.**

**पांडवगीता मूल मात्र संस्कृत** ०–३–०

**देवीकवच**–અર્ગલા કીલક સહિત મૂલમાત્ર. ભૂતપ્રેતઃ ડાકીની, શાકીની વીગેરેને નસાડવાનું ઉત્તમ પુસ્તક કિંમત માત્ર ૦–૧–૦

**शिवसहस्रनामावलि**—આમાં શિવનાં એક હજાર નામ છે. શિવપૂજા વખતે બીલી પત્ર ચડાવવા માટે આ પુસ્તક અત્યંત ઉપયોગી છે. કીંમત ૦–૩–૦

**विष्णुसहस्रनामावलि**—આ પુસ્તકમાં વિષ્ણુ ભગવાનનાં એક હજાર નામ આવે છે. ભગવાનને તુલસી ચડાવવા માટે આ પુસ્તક બહુ ઉપયોગી છે. ૦-૩-૦

## ગણેશભક્તો માટે ઉપયોગી ઉત્તમ પુસ્તકો.

૧ **श्रीगणेशपूजनविधि**–( વેદોક્ત અને પુરાણોક્ત ) સંસ્કૃત અક્ષરનું જેમને જ્ઞાન ન હોય, તેમને માટે ગુજરાતી લિપિમાં ગુજરાતી ટીકા સાથે શ્રીગણપતિ સ્તોત્ર, પૂજનના માટે પૂજાના સાહિત્યની યાદી, સિદ્ધિ

વિનાયક પૂજા, દૂર્વાચઢાવવાના (૧૦૦૦) નામ, સિદ્ધિ વિનાયક પૂજાની કથા. સંકષ્ટ ચતુર્થી પૂજા અને સંકષ્ટ ચતુર્થી કથા, ગણેશઅથર્વશિર્ષ, ગણેશ એકાક્ષરમંત્ર, ગણેશ ઉપાસનાના દરેક વિધિસહિત સુન્દર સોનેરી નામવાળા પાકા પુંઠાના પુસ્તકની કિંમત માત્ર રૂા. २-०-०.

**श्रीगणपति-अथर्वशीर्ष**-મૂળ સાથે ગુજરાતી ટીકાસહિત ગણપતિ ઉપર અભિષેક કરવાનું ઉત્તમ પુસ્તક ०-६-०

**श्रीगणपतिकवच संकटनाशन-गणपतिस्तोत्रसहित**-મૂળ સાથે ગુજરાતી ટીકામાં સ્તુતિનું ઉત્તમ પુસ્તક ०-२-०

**एकाक्षरगणपतिकवच**-ગણપતિદુર્ગ સ્તોત્ર, **ढुंढिराजाष्टकसहित**-મૂળ સાથે ગુજરાતી ટીકામાં ०-३-०

**गणपतिसहस्रनामावलि**-ગુજરાતીમાં ०-३-०

**गणपतिसहस्रनामावलि**-બાળબોધ લિપિમાં દુર્વા ચઢાવવાને માટે અને આરતિ સહિત ०-३-०

**गणेश-अथर्वशीर्ष**-મૂળ માત્ર ०-०-६

**संकटनाशनगणपतिस्तोत्र**-મૂળ ०-०-६

**गणेशसहस्रनाम**-મૂળ માત્ર ०-२-०

**गणेशगीता**-મૂળ માત્ર ०-४-०

**गणेशाष्टक**-મૂળ માત્ર ०-१-०

**गणेशगीता**-સંસ્કૃત ટીકા સહિત २-०-०

**गणेशगीता**-હિન્દી ટીકા ०-८-०

## એકનાથી ભાગવત અર્થાત્ ભાગવતરહસ્ય.

**એકનાથ સ્વામીના જીવનચરિત્ર સહિત ગુજરાતી ભાષાંત્તર २-८-०**

**श्रीमद्भागवत** ગુજરાતી ભાષાન્તર ૩-૮-૦ મધ્યમ-૫-૦-૦ મોટું ८-०-०

**श्रीकृष्णबाललीलासंग्रह** १-८-०

**ऊर्ध्व पुंड्रमार्तंड ( तिलकमार्तंड )** ०-४-०

| | |
|---|---|
| पुरुषोत्तमसहस्त्रनाम मूळ | ०-२-६ |
| श्रीगोपीका गीत गुजरातीमां સમશ્લોકી ભાષાન્તર | ०-५-० |
| श्रीजमनाजीके चालीस पद तथा धोळ વ્રજ ભાષામાં | ०-३-० |
| दीनता आश्रयके पद हिंदी | ०-८-० |
| वैष्णवोपयोगी सर्व संग्रह | ०-४-० |
| भागवतनो पाठ गुजरातीमां | ०-१-० |

વૈષ્ણવોને રોજ પાઠ કરવાના સ્તુતી સ્તોત્રોનો મોટો સંગ્રહ.

તૈયાર છે **નિત્યપાઠોપયોગી.** તૈયાર છે

# श्रीपुष्टिमार्गीय स्तोत्ररत्नाकर

## પુરૂષોત્તમ સહસ્ત્રનામ, ષોડષગ્રંથ, સર્વોત્તમ સ્તોત્રાદિ

**(૮૧) સ્તોત્રોનો સંગ્રહ** આમાં શ્રી મહાપ્રભુજી પ્રણિત, પુરૂષોત્તમ સહસ્ત્રનામ, યમુનાષ્ટક, બાળબોધ વિગેરે સતાવિસ સ્તોત્રો છે. શ્રી વિઠ્ઠલેશ વિરચિત સર્વોત્તમ સ્તોત્ર, શ્રી વલ્લભાષ્ટક, યમુનાષ્ટપદી આદી ચૌદ સ્તોત્રો છે. શ્રી રઘુનાથજી વિરચિત શ્રી ગોકુળેશાષ્ટક, વિઠ્ઠલેશસ્તવ, યમુનાષ્ટક. ગોપાલસ્તવ વિગેરે આઠ સ્તોત્રો છે. શ્રી હરિરાયજી વિરચિત નવનીતપ્રિયાષ્ટક, કામાખ્યદોષવિવરણ, શ્રી રાધાષ્ટક, વૈશ્વાનરાષ્ટક વિગેરે સ્તોત્રો છે. શ્રી દેવકી નંદનાત્મજ શ્રી રઘુનાથજી વિરચિત, શ્રી વિઠ્ઠલ સ્તોત્ર તથા શ્રીકૃષ્ણશરણાષ્ટક. શ્રી જીવણલાલજી કૃત બાળકૃષ્ણાષ્ટક, યમુના ચતુષ્પદી, તથા શ્રીદેવકીનંદન વિરચિત્, અષ્ટપદી, યમુનાષ્ટક, વલ્લભાષ્ટક તથા બીજાં પ્રકીર્ણ સ્તોત્રોછે. આ પ્રમાણે આ પુસ્તકમાં કુલ્લે (૮૧) સ્તોત્રોનો સંગ્રહ કરવામાં આવેલ છે. વૈષ્ણવભાઇઓને દરરોજ પાઠ કરવા માટે સારા મોટા અક્ષરોમાં છપાવેલ છે ગ્લેજ કાગળ કાચું પુઠું ૦-૮-૦ સુંદર સુશોભિત પાકું પુઠું ૦-૧૦-૦

**મહાકવિ શ્રી જયદેવ વિરચિત श्री गीतगोविंद अने श्रीकृष्णगीतांजली.** જેમાં દિવ્ય રાસ, રસિક પદો, તથા ગરબાઓ સહિત ગુજરાતીમાં આપેલાં છે. કીંમત માત્ર ૧-૦-૦

પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ સંપ્રદાયનો હંમેશા મનન કરવાનો ઉત્તમ ગ્રંથ.

તૈયારછે ] **શ્રી વલ્લભાખ્યાન તથા મૂલપુરુષ.** [ તૈયારછે

આ ગ્રંથની સંવત ૧૯૧૯ થી આજ દિવસ સુધીમાં છપાએલી પ્રતો તથા પ્રાચીન લખેલી પ્રતો મેળવી જોતાં કોઇમાં કંઇ પાઠ તો કોઇમાં કંઇ પાઠ ! જણાશે તેથી સૌમાં જુનામાં જુની પ્રતોનો આધાર લઇને ઘણા શ્રમપૂર્વક શુદ્ધ કરીને આ ગ્રંથ છપાવ્યો છે. આ પુસ્તકમાં શ્રીગોપાલદાસજીકૃત નવઆખ્યાન, ગોસ્વામી દ્વારકેશજીકૃત મૂલપુરુષ, પંડિત ગટ્ટૂલાલજીકૃત નવઆખ્યાનનો સાર, ગોસ્વામીશ્રીજીવનજીકૃત ધોળો તથા ગરબાઓ, ગોસ્વામીશ્રી. હરિરાયજીના વહુજીકૃત વેશચિંતનનું ધોળ, શ્રીકૃષ્ણજનકૃત વૈરાગ્યશતક અને સૂરદાસજીકૃત સૂરપચ્ચીશીનો સમાવેશ કરવામાં આવ્યો છે. દુઃખ-દારિદ્રમાંથી મુક્તિમેળવવાનો માર્ગ આ પુસ્તકના અધ્યયનથી મળી શકે છે. ઉંચા ગ્લેઝ કાગળ ગુજરાતી લિપિમાં આખોયે ગ્રંથ છપાવ્યો છે. છતાં કિંમત માત્ર ૦–૮–૦ વૃજવાસીઓ માટે બાળબોધ લિપિમાં ઉપર લખવા મુજબ સંપૂર્ણ ગ્રન્થ કિં૦ ૦–૮–૦.

**ચરિત્રચંદ્રિકા**—પ્રાચીન ઐતીહાસીક જીવન ચરિત્રોનો ગુજરાતીમાં (૫૭૫) પાનાનો બૃહદ્ ગ્રંથ છતાં કિં. માત્ર ૨–૧૨–૦

**ભજન સુધારસ**—મદાલસાસ્તોત્ર સહિત ગુજરાતી ભાષામાં ઉત્તમ ભજનો સ્તુતીઓનો સંગ્રહ સુંદર ચિત્ર સહિત ૧–૦–૦

**રસકુંજ**—"અથવા વિવિધ રસગર્ભિત કાવ્ય"—(૩૨૫) પૃષ્ઠનું સુંદર પુસ્તક જેમાં શ્રીકૃષ્ણભક્તોને હંમેશા મનન કરવા યોગ્ય અધ્યાત્મિક દૃષ્ટિબિંદુથી આલેખાયેલા રાસોનું બંસીરાસ વિહાર, ભજનો, રાષ્ટ્રગીતો, ઉપદેશામૃત, વ્યવહારિક તત્વજ્ઞાન ઉપર પ્રકાશ પાડતું તત્વપ્રકાશ, પ્રકીર્ણ સ્નેહ દર્પણ, અથવા વત્સરાજ ઉદયન નામનું સુંદર ત્રિઅંકી નાટક અને પેટ પકડીને હસાવે એવું–હાસ્યરંગ વિગેરે આઠ પુષ્પોનો સમાવેશ કરવામાં આવ્યો છે. કીંમત માત્ર ૨–૮–૦

**પ્રેમાનંદકાવ્ય.** (પ્રથમભાગ) 'સ્વામીનારાયણ' સંપ્રદાયમાં થઈગયેલા પ્રેમાનંદ સ્વામીએ રચેલો પ્રભુભક્તિનો ઉદ્ભવ થાય તેવાં [૨૨૮૫] વિવિધ કાવ્યોનો મોટો સંગ્રહ સં. ૧૯૭૫ માં પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. આવો સંગ્રહ બીજે કયાંય મળતો નથી. એની વિશિષ્ટતા એ છે કે એ કાવ્યના સર્વે પદોનાં રાગ રાગિણીઓ આર્ય શાસ્ત્રને આધારે રચવામાં આવેલ છે. જેથી એ દ્વારા શાસ્ત્રીય રાગોની પદ્ધતિઓનું અને સાહિત્યનું અધિક સંરક્ષણ કરાયું છે. આ ગ્રંથ સંપ્રદાયના સર્વે અનુયાયીઓ માટે, તેમજ દરેક હિન્દુ સાહિત્યરસિકો માટે પણ ઘણોજ ઉપયોગી છે. લગભગ (૮૬૨) પાનાના આ મોટા સંગ્રહની કિંમત માત્ર રૂ. ૫-૦-૦ છે. હાલ ઘટાડેલી કિંમત રૂ. ૩-૦-૦ છે. પુસ્તકો થોડાંજ છે. માટે જલદી ખરીદો.

**રસિકવિવિધ ધોળ તથા પદ સંગ્રહ**—આ પુસ્તકમાં સર્વોત્તમજીના, ચોર્યાશી વૈષ્ણવના, બસો બાવનના, શ્રીનાથજીના, ગોકુલનાથજીનાં, શ્રીલક્ષ્મણસુતનાં વિગેરે પદોનો અપૂર્વ સંગ્રહ (૩૩૫) પૃષ્ઠ છતાં કિંમત ૧-૦-૦

**મુમુક્ષુ જનોના ત્રિવિધ તાપને નાશ કરનારૂં અલૌકિક પુસ્તક સદ્ગુરુની વાર્તાઓ ભાગ ૧-૨-૩-૪.** પ્રસિદ્ધ ચમત્કારિક સાધુમહાત્માઓનો સત્સંગ કરીને તેમની પાસેથી મેળવેલી પ્રસાદીરૂપ આ પુસ્તક છે. દરેક ભાગની કિંમત પડતર ભાવેજ વેચવાનું નક્કી કર્યું છે. માટે આજે જ મંગાવો કિંમત દરેક ભાગની માત્ર રૂ. ૧-૦-૦. ચાર ભાગના રૂ. ૪-૦-૦

## શિવપુરાણના ખરીદ કરનારાઓ ચેતો !

સુધારા વધારા સાથે નવીન છટ્ઠી આવૃત્તિનું છપાયેલું જોઈ તપાસીને લેજો.

સચિત્ર] **ભક્તિ રસથી ભરપૂર ! શ્રી મહાશિવપુરાણ.** [સચિત્ર

(૨૪૦૦૦) શ્લોકોનું શુદ્ધ સરળ ગુજરાતી **ભાષાંતર.**

બ્રહ્મવિદ્યાના ઉપદેશરૂપ **શ્રી શિવગીતા** સાથે, રાજગુરૂ પંડિત રવિશંકર જયેષ્ઠારામનું છપાવેલું બોધપ્રદ સરળ ગુજરાતી ભાષાન્તર. ઉંચા એન્ટીક જાડા કાગળ, સુંદર મજબુત પાકું બાઇન્ડીંગ મૂલ્ય રૂ. ૫-૦-૦

## સંતતુલસીદાસની અલૌકીકવાણીનું ચમત્કારીક પુસ્તક

ઠગાશો નહિં, મુંબઈ છાપ જોઇને લેશોજી. રામાયણ ખરીદતાં પહેલાં આ તરફ નજર કરશો. ભક્તિરસથી ભરપૂર સાહિત્યના અલંકારોથી સુશોભીત ૨૦ ચિત્રો......પાનાં ૧૪૦૦ વાળી અસલ

## गोस्वामी तुलसीदासजीकृत रामायण

બાલબોધ–દોહા, ચોપાઇ સહિત શુદ્ધ ગુજરાતી ભાષાંતર. રામાયણનાં ઘણાંજ ભાષાંતરો છપાયાં છે, પણ આજ દિવસ સુધી આ રામાયણના જેવું રસમય સરળતાથી સમજી શકાય તેવું ભાષાંતર કોઇ પણ ઠેકાણે છપાયું નથી; માટે આ રામાયણનું એક વખત ભાષાંતર વાંચવાથી બીજાં રામાયણનાં ભાષાંતર વાંચવાં કદિ ગમશેજ નહિ. માટે આજેજ મંગાવો. ચીકણા કાગળ, મજબુત સુંદર પાકું પુઠું, છતાં મૂલ્ય માત્ર રૂ. ૬–૦–૦

**संगीत पंचरत्न**—જોધપુર નિવાસી સંગીત શિક્ષક શિવનારાયણ તુલસીદાસ જોશીનું બનાવેલું સરળ રીતવાળું સંગીતનું ઉત્તમ પુસ્તક. આ પુસ્તકમાં મૃદંગ વાદ્ય, પખાજ વાદ્ય, દીલરુબા, સીતાર અને હારમોનીયમ વગાડવાની એવી તો સરળ રીતો દેખાડેલી છે કે બીજાં પુસ્તકોમાં ભાગ્યેજ જોવામાં આવે છે. સવાર બપોર, સાંજ અને રાત્રીના ગાવાની જુદી જુદી રાગરાગણીઓની સરળ સમજ અને રાગનાં નામ પણ સાથે આપેલાં છે. પુસ્તક દળદાર અને હિન્દી ભાષામાં છે છતાં કિંમત માત્ર રુ. ૩–૮–૦

**હિંદુસ્થાનનું છુપું જવાહિર—भारते भगवान.** આ પુસ્તકમાં અસંખ્ય એવા અદ્દભુત અને લોકપ્રચલિત સિદ્ધ પુરુષોના ચમત્કારોની કથાઓ, ઇન્દ્રજાળ, પરલોકવિદ્યા, સામુદ્રિક શાસ્ત્ર, યોગશાસ્ત્ર, શુકનાવલી, રસાયણીક પ્રયોગો, વનસ્પતિજ્ઞાન, અને વશીકરણ, મંત્ર, તન્ત્ર વીગેરેનું ગુજરાતી ભાષામાં શુદ્ધ, સરળ સમજવાળું પુસ્તક કિંમત માત્ર રૂ. ૫–૦–૦

**श्रीतिलकचरित्र** ૧૪૦ પાનાનું દળદાર ઉત્તમ પુસ્તક મહાત્મા તિલકનું જીવન ચરિત્ર અનેક સદ્દગુણોથી ભરપૂર છે. તેમના ચરિત્રમાંથી

દેશભક્તિનું દ્રષ્ટાંત મળી આવે છે. આવાં દેશભક્તિનાં દૃષ્ટાંતો હવે મળવાં મુશ્કેલ છે. હમારી પાસે થોડીજ પ્રતો બાકી છે. કીંમત માત્ર ૦-૮-૦

**श्रीगदाधरभट्टाचार्यविरचितः विधिस्वरूपविचारजीवरामशास्त्रिणा संशोधितः** ન્યાયવિષયમાં આ ગ્રંથ ઉત્તમોત્તમ છે વિદ્યાર્થીઓને અભ્યાસ માટે તેની બહુજ અલ્પ કીંમત માત્ર ૦-૮-૦

**लक्षणावलि**—શ્રીઉદયનાચાર્યકૃત ટિપ્પણીસહીત ૦-૬-૦

**न्यायदर्शन मूलमात्र**—મહર્ષિ ગૌતમમુનિ પ્રણીત ૦-૩-૦

**तर्कसंग्रह मूलमात्र** ૦-૨-૦

**बृहच्छब्दरूपावलि चाणक्यसूत्रसहित**—વિદ્યાર્થીઓને સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવાનું પ્રથમ પુસ્તક ૦-૪-૦

**समासचक्र** વ્યકરણનું ઉત્તમ પુસ્તક ૦-૧-૬

**अमरकोप मूलमात्र** શબ્દકોષસહિત ૦-૧૨-૦

**श्रीवरदराज पण्डितविरचित लघुसिद्धान्तकौमुदी**—આ પુસ્તક સંસ્કૃતમાં વ્યાકરણ વિષયનો પ્રથમ ગ્રંથ છે દરેક વિદ્યાર્થી તેમજ સંસ્કૃત ભાષાના અભ્યાસીઓને માટે ઘણો ઉપયોગી છે તેથી તેની કિંમત પણ જુજ રાખી છે ૦-૭-૦

## હિન્દુ ધર્મની કથાઓનું ઉત્તમ પુસ્તક

### श्री एकादशीमाहात्म्य गुजराती टीका

બાર મહિનાની ચોવીસ અને અધિક મહિનાની બે મળી છવીસ એકાદશીઓના મહાત્મ્યનું સુંદર શ્લોકે શ્લોકનું બાળબોધ અક્ષરમાં શુદ્ધ સરળ ગુજરાતી ભાષાંતર, કથાવાર્તા વાંચનારા બ્રાહ્મણો તેમજ દરેકને વાંચવા લાયક ધાર્મિકદૃષ્ટાંતોથી ભરપૂર ઉત્તમ પુસ્તક છુટાં પાનામાં છે. ગ્લેજ કાગળ છતાં કિંમત માત્ર ૧-૧૨-૦.

**डंकपुर महात्म्य** મૂલ માત્ર છુટાં પાનાં ૧-૦-૦

**कार्तिक महात्म्य** મૂલ માત્ર પાનાં ૦-૧૦-૦

| | |
|---|---|
| हरितालीका व्रतपूजा कथा मूल पानां | ०–३–० |
| हरितालीका व्रतपूजा कथा गुजराती टीका पानां | ०–४–० |
| ऋषिपंचमी व्रतपूजा कथा गुजराती टीका | ०–५–० |
| श्रीसत्यनारायण कथा पूजा साथे सात अध्यायी पत्रात्मक मूल मात्र | ०–५–० |
| श्रीसत्यनारायण कथा पंचाध्यायी गुजराती टीका सहित | ०–६–० |
| अनंत चतुर्दशी पूजा कथा गुजराती टीका | ०–७–० |
| मंगला गौरी पूजा कथा ,, ,, | ०–६–० |
| वटसावित्री पूजा कथा ,, ,, | ०–६–० |
| महाशिवरात्री पूजा कथा ,, ,, | ०–६–० |
| श्रीसत्यशंकरकथा पूजासहित मूळमात्र | ०–३–० |
| सत्यनारायण कथा गुजराती ( संगीतमां ) बुक | ०–८–० |
| श्रीकृष्ण जयंति ( जन्माष्टमी ) गुजराती टीका | ०–४–० |
| श्रीरामनवमी कथा गुजराती टीका सहित | ०–४–० |
| श्रीनृसिंह जयंति कथा गुजराती टीका | ०–६–० |
| श्रीत्र्यंबक माहात्म्य गुजराती भाषान्तर | ०–६–० |
| श्रीवामनजयंति कथा गुजराती टीका | ०–५–० |

**અતિશય સરળ સદુપદેશપૂર્ણ અદ્વિતીય અદ્દ્ભુતગ્રંથ.**

**તૈયાર છે ૩૪ અધ્યાય ને(૧૮૬)પાનાવાળું નવીન ચતુર્થાવૃત્તિ: તૈયાર છે**

**श्री पुरुषोत्तममासमाहात्म्य–व्रतोद्यापनविधिसहित कथा**

પવિત્ર અધિક માસમાં આલોક તથા પરલોકના કલ્યાણ માટે હમેશાં મનન કરવા યોગ્ય સદુપદેશપૂર્ણ અદ્વિતીય અત્યુત્તમ અદ્દ્ભુત ગ્રંથ શ્રીબૃહન્નારદીય પુરાણાંતર્ગત દરરોજ વાંચવાની રસીલી સુંદર કથાઓથી ભરપૂર, બ્રાહ્મણોપયોગી વધુમાં મુગ્ધાની તથા શુકલ અને કૃષ્ણ એકાદશીની કથા તેમજ વ્યતિપાતની કથાઓ મૂળ સહિત મુકેલી છે. બાળબોધ લિપિમાં શુદ્ધ સરળ ગુજરાતી ટીકા છુટાં પાનાં ગ્લેજ કાગળ કિંમત ૧–૮–૦

વ્રતોદ્યાપન વિધીસહિત પુરુષોત્તમ માહાત્મ્ય મૂળ માત્ર ૦–૧૨–૦

## ज्योतिषना संग्रह करवालायक विश्वविख्यात उत्तम पुस्तको.

**जन्मपत्रिका विधानपद्धति**—અર્થાત જાતક ચંદ્રીકાનું ભાષાન્તર પુષ્કળ વિવેચન અને પરિશિષ્ટોસહિત. સમ્પાદક હીંમતરામ મહાશંકર જાની. ગણિત જ્યોતિઃ શાસ્ત્રી.

આ પુસ્તકમાં કેશવી પર્યંતની હરકોઈ પદ્ધતિ પ્રમાણેની, જન્મપત્રિકા બનાવવાની રીતો ઘણીજ સહેલાઈથી સમજાવેલી છે. એટલું જ નહિ પરંતુ જન્મપત્રિકા બનાવતાં ઉપયોગમાં આવતી દરેક સારણીઓ "૨૩ા" અયનાંશનાં દુનિયાભરનાં શહેરોનાં લગ્નપત્રાં, દિનમાનપત્રાં, તેમજ કાલસમીકરણ કોષ્ટકો, ટાઇમોના અંતર, અક્ષાંસ, રેખાંશ, પલતા ચરખંડા, તથા ઉજ્જયનીથી લઈ રેખાંતરો વિગેરે આપેલાં છે, જેથી કોઈ પણ દેશનું ગણિત કરવું હોય, તોપણ સહેલાઈથી થઈ શકે છે. વિદ્વાનોએ ભણવા ભણાવવા માટે અત્યુપયોગી છે એમ જણાવી સુંદર અભિપ્રાયો દર્શાવેલા છે. પુસ્તક ખાસસંગ્રહ કરવા જેવું છે. કીં. માત્ર રૂ. ૪–૦–૦

**लघुतिथिंचिंतामणि**—ઉદાહરણ સહિત ગુજરાતી ટીકા. આ ગ્રંથ ગ્રહલાઘવના કર્તા ગણેશ દૈવજ્ઞે શકે ૧૪૪૭ માં લખેલો છે. ગ્રહલાઘવના ગણિતમાં અને આમાં વિશેષ અંતર નથી. તિથિપત્રનું નામ પંચાંગ છે. એમાં તિથી, વાર, નક્ષત્ર, યોગ, અને કરણ એ પાંચ અંગો હોવાથી તેને પંચાંગ કહે છે. પંચાંગ સિવાય સર્વ ધાર્મિક અને વ્યાવહારીક વ્યવહાર અટકી પડે છે. દરરોજના તિથિ નક્ષત્રાદિક લાવવાનો વિધિ, સિદ્ધાંત અને કરણ ગ્રંથોમાં આપવામાં આવેલ છે. એ રીત ઘણીજ લાંબી અને કઠણ હોવાથી પંચાંગ બનાવવામાં મેહનત તથા વખતનો ભોગ વધારે આપવો પડે છે. તેથી સુગમતા તેમજ થોડા વખતમાં કામ થાય તે માટે આ ગ્રંથ ઉત્તમ પ્રકારે લખાયેલ છે. તેમાં સારણી સામેલ છે. શ્લોકનું ગુજરાતી ભાષાન્તર શ્લોકની નીચે આપવામાં આવેલ છે. તેમજ સાથે ઉદાહરણ આપેલ હોવાથી નવા ગણકને ગણિત કરવું ઠીક થઈ પડશે. આવા ઉપયોગી ગ્રંથની કીંમત માત્ર રૂ. ૦–૮–૦.

**ताजिकसारसंग्रह**—જ્યોતિર્વિદ્ વૃન્દાવન માણેકલાલ વિરચિત. મૂળ શ્લોક, ગુજરાતી ટીકા અને સ્પષ્ટ ઉદાહરણ સહિત. આ પુસ્તકમાં ત્રણ અધ્યાય પાડવામાં આવ્યા છે. ઘણાજ સુધારા વધારાસાથે વર્ષફળ બનાવવાનો તથા તેનું ફળાદેશ કહેવાનો અત્યુત્તમ ગ્રંથ. કિંમત માત્ર રૂ. ૨–૦–૦.

**जीवनाथ दैवज्ञविरचित भावप्रकाश (ज्योतिषग्रन्थ)**—મૂળ શ્લોક અન્વય અને શુદ્ધ ગુજરાતી ભાષાંતર સહિત ફળાદેશનો ઉત્તમ ગ્રન્થ. કિંમત રૂ. ૧–૮–૦

**जैमिनीसूत्र**—અધ્યાય(૨)પુષ્કળ વિવેચન, ટીપ્પણ અને સરળ ગુજરાતી ભાષાંતર સહિત. આ અપૂર્વ ગ્રંથ જ્યોતિષના ફળાદેશનો છે. તેમાં કુલ ચાર અધ્યાય છે. જેમાંના આ બે અધ્યાયનું ભાષાંતર છે. જૈમિનીસૂત્રમાં શ્લોક નથી. પરંતુ ગદ્યાત્મક ગંભીર અર્થવાળાં સૂત્રો છે. તેમાં ફળાદેશ જોવાની રીતો આપેલી છે, તે સામાન્ય રીતોથી જુદી છે. પરંતુ એવી તો સરસ છે કે તેના અનુસારે કરવામાં આવેલો, ભૂત, વર્તમાન ને ભવિષ્ય કાળનો વર્તારો ક્યારે પણ ખોટો પડ્યો સાંભળવામાં આવ્યો નથી. આ ગ્રંથ દરેક જ્યોતિષના જીજ્ઞાસુઓને સંગ્રહ કરવા યોગ્ય છે. કિંમત રૂ. ૧–૦–૦.

**षट्पंचाशिका**–પૃથુયશસાવિરચિતા **ભટ્ટોત્પલ**વિરચિતં સંસ્કૃત ટીકા સહિત પત્રાત્મક કિંમત રૂ. ૦–૮–૦

**षट्पञ्चाशिका**—પુષ્કળ વિવેચન ટિપ્પણ અને સરળ ગુજરાતી ભાષાંતર સહિત. આ ગ્રંથ પ્રશ્ન વિષયનો છે તેના ૫૬ શ્લોક છે, માટે તે **ષટ્પંચાશિકા** કહેવાય છે. મારૂં અમુક કાર્ય ક્યારે થશે? મને લાભ ક્યારે મળશે? પરદેશ જવું ક્યારે થશે? વ્યાપારમાં મને લાભ મળશે? રાજ્યમાં મને ફાયદો થશે વા નહીં? ઇત્યાદિ અનેક વ્યવહાર યોગ્ય જવાબ ગ્રહની સ્થિતિપરથી તુરતજ જાણી શકાય છે. તેથી દરેક ધંધાદારીએ અને ગૃહસ્થોએ અવશ્ય સંગ્રહ કરવા યોગ્ય છે. કિં. માત્ર ૦–૮–૦.

**लघुपाराशरी**—પુષ્કળ વિવેચન ટિપ્પણ અને સાન્વય સરળ ગુજરાતી ભાષાંતર સહિત. આ નાનો પણ અતિ અર્થમય જ્યોતિષના ફળાદેશ વિષયનો ગ્રંથ છે. તેમાં આપેલા ટુચકા જેવા, સામાન્ય નિયમોના

અભ્યાસથી કરવામાં આવેલો ફળાદેશ ક્યારે પણ મિથ્યા થતો નથી. આ નાનો ગ્રંથ એક કિંમતી રત્નસમાન છે. કિંમત માત્ર રૂ. ૦–૮–૦.

**सामुद्रिक शास्त्र—શ્રીમહર્ષિભગવદ્વેદવ્યાસપ્રણીત.** તેનું પંડિત **મણીશંકર શર્માકૃત** શુદ્ધ ગુજરાતી ભાષાંતર. કિંમત રૂ. ૦–૪–૦.

**ज्योतिषतत्वप्रकाश—पण्डित लक्ष्मीकान्त कन्याल ज्योतिषाचार्यकृत भाषाटीकासहित**—જ્યોતિષી તેમજ જ્યોતિષના જીજ્ઞાસુઓ માટે ફળાદેશ કહેવાનો આ ઉત્તમ ગ્રંથ છે. કિંમત રૂ. ૪–૦–૦.

શકે ૧૭૦૧ થી ૧૮૦૦ સુધીનું સો વરસનું પંચાગ રૂ. ૧૦–૦–૦.
શકે ૧૮૦૧ થી ૧૮૬૦ સુધીનું સાઠ વરસનું પંચાંગ રૂ. ૬–૦–૦.
શકે ૧૮૫૧ થી ૧૮૫૫ સુધીનું પાંચ વરસનું પંચાંગ રૂ. ૨–૮–૦.
શકે ૧૮૫૬ થી ૧૮૬૦ સુધીનું પાંચ વરસનું પંચાંગ રૂ. ૨–૮–૦.
શકે ૧૮૬૧ થી ૧૮૬૫ સુધીનું પાંચ વરસનું પંચાંગ રૂ. ૧–૮–૦.

**तेजीमंदी सीक्रेट पोइन्टो**–દરેક વર્ષમાં ચાલતો સીલબંધ પેકેટ. બનાવનાર યુરોપીયન મી. બુલના જાતી અનુભવથી લખેલું ગુજરાતીમાં રૂ. ૫–૦–૦

**तेजीमन्दी परीक्षा**—પ્રો૦ કાપડીઆ કૃત. રૂ, સોનું, ચાંદી, એરંડા, અલસી, અનાજ, સુતર વિગેરેની તેજીમંદી કાઢવા માટે દરેક વર્ષમાં હંમેશ ચાલતું. બહુજ ઉપયોગી પુસ્તક. કિંમત રૂ. ૫–૦–૦.

**पंचदशवर्षीय सरस्वती पंचांग**—સં ૧૯૯૬ થી ૨૦૧૦ સુધી નાનાવિધ મુહૂર્તોના સંગ્રહ સહિત કિંમત રૂ. ૨–૮–૦.

**दशवर्षीय सरस्वती पंचांग**–સં. ૨૦૦૧ થી ૨૦૧૦ સુધી કિં. ૨–૦–૦.

**तेजीमन्दी आयना**—દરેક વર્ષમાં ચાલતું ૮૦ ચાવી બતાવનાર અમૂલ્ય રત્ન. આમાં રૂ, ચાંદી, અલસી, વિગેરે ચીજોની તેજીમંદી કાઢવાની સહેલી રીત ગુજરાતીમાં આપેલી છે. કિંમત ૦–૩–૦.

જોશીઓને માટે અતિ ઉપયોગી વર્ષફળની બૂકો, ગણપતિ છાપના જન્માક્ષરનાં ફારમો, તથા ષડ્વર્ગી જન્મપત્રિકાની બૂકો તથા ફારમો, ફળાદેશ લખવાના ચીકણા ગ્લેજ અને સારા કોરા કાગળો વિગેરે કીફાયત ભાવે અમારે ત્યાંથી મળશે. એક વખત ખરીદી ખાત્રી કરો.

**स्वप्नचिंतामणी**—આ ગ્રંથ જ્યોતિષ તથા આયુર્વેદના આધારે લખવામાં આવ્યો છે. આ ગ્રંથમાં દરેક પ્રકારના સ્વપ્નોનો શુભાશુભ ફલાદેશ આપવામાં આવ્યો છે. હાલના જમાનામાં જ્યોતિષી, વૈદ્ય તેમજ સર્વ સાધારણ જનતાને આ ગ્રંથ ઘણોજ ઉપયોગી છે. કિંમત રૂ. ૦–૫–૦.

**सर्वार्थचिन्तामणी**—મૂળમાત્ર. છુટાં પાનામાં. ફલાદેશનો અત્યુત્તમ ગ્રંથ. આ ગ્રંથ જન્મપત્રિકા તેમજ ભાવફળ લખવાને માટે બહુજ ઉપયોગી અને સરળ છે. કિંમત રૂ. ૧–૦–૦.

**लघुसायन ग्रहसाधन**—ગુજરાતી ટીકા સહિત. આ લઘુ ગ્રંથમાં નવ પ્રકરણો છે. ૧ વ્યાખ્યાઓ ૨ નક્કીવાત ૩ ગ્રહવર્ણન ૪ મધ્યમ ગ્રહસાધન ૫ ઉપયોગી ઉપકરણ ૬ સ્પષ્ટ ગ્રહસાધન ૭ પ્રકીર્ણ વિષય ૮ તિથી, નક્ષત્ર અને યોગ વરતવાની રીત ૯ ગ્રહગણિતાનુક્રમ. આ પુસ્તકમાં ગ્રહગણિત સંબંધી સારી માહિતી આપવામાં આવી છે. આ ગ્રંથની ટીકા શ્રી. કાનજી મયાશંકર દ્વિવેદીએ કરેલી છે. અને જ્યોતિષ જાણનારાઓ માટે બહુજ ઉપયોગી છે. કિં. રૂ. ૧–૦–૦.

**जातकालंकार—सटीक पत्रात्मक**—જ્યોતિષશાસ્ત્રમાં જે સારા ગ્રંથો છે તેમાં આ ગ્રંથ ઉત્તમ છે. વિદ્યાર્થીઓને અભ્યાસ કરવામાટે આ પુસ્તક ઘણું જરૂરી હોવાથી પ્રથમ શિખવવામાં આવે છે. આ પુસ્તકમાં સંસ્કૃત ટીકા છે. કિંમત રૂ. ૦–૬–૦.

**जातकचन्द्रिका—पत्रात्मक मूळमात्र**—આ ગ્રંથ ગણિત વિષયનો છે અને જ્યોતિષ વિદ્યા શિખનાર દરેક વિદ્યાર્થીઓને પ્રથમ શીખવાને માટે ઘણોજ ઉપયોગી છે. આવી ઉપયોગી વસ્તુનું મુલ્ય માત્ર રૂ. ૦–૬–૦ ગુ૦ટી૦૧–૦–૦.

૪ **वायुचक्रशास्त्रम्**—મૂળમાત્ર. વાયુચક્રશાસ્ત્રને લગતું આ નાનું બત્રીશ પાનાનું પુસ્તક કચ્છભુજના શાસ્ત્રી કાનજીભાઇએ પ્રાચીન વરાહ, કાશ્યપ, ભદ્રબાહુ, અને પારાશરી સંહિતા ઇત્યાદિ ગ્રન્થોને આધારે ટુંકાણમાં રચેલું છે, જેમાં વાયુ-મેઘ-વૃષ્ટિ-અને નક્ષત્રોના યોગાયોગોને આધારે શુભાશુભ ફલવિધાનો દર્શાવેલાં છે, તેથી દરેક જ્યોતિષનું કાર્ય કરનારાઓ માટે અને દેશની ભાવી પરિસ્થિતિનું જ્ઞાન સમજનારાઓ માટે આ એક અદ્વિતીય

ગ્રન્થ છે. સરકારી વાયુચક્રશાસ્ત્રિઓ હાલના વિજ્ઞાનના આધારે જે કંઈ કહે છે, તેના કરતાં પણ આવા શાસ્ત્રીયગ્રન્થોના આધારે કહેલા વર્તારાઓ ઘણા પ્રામાણિક અને સાચા નીવડી શકે છે. કિંમત માત્ર ૦-૮-૦ આના છે.

**प्रश्नांकचूडामणि तथा ध्वजादि प्रश्नगणना**—પ્રશ્નનું ફલાદેશ જોવા માટે આ પુસ્તક બહુજ ઉત્તમ છે. આ પુસ્તકમાં ૩૨ વિષયો સંસ્કૃત શ્લોકરૂપે આપેલા છે. જેવા કે લાભાલાભપ્રશ્ન, ગમનપ્રશ્ન, કાલપ્રશ્ન, આયુ-ર્બલપ્રશ્ન વિગેરે વિષયો હોવા છતાં પુસ્તકનું મુલ્ય માત્ર રૂ. ૦-૨-૦.

**रमलसार प्रश्नावली**-પ્રશ્ન જોવાને માટે આ પુસ્તકમાં (હિન્દી ભાષામાં) ઘણીજ સહેલી રીત આપવા માં આવી છે. અંક ઉપર પાસા નાખીને જે ફળહોય તે જોઈ શકાય છે. પુસ્તક નાનું હોવા છતાં બહુજ ઉપયોગી છે. કિં. ૦-૨-૦.

## ફક્ત જન્મકુંડળીપરથી ભવિષ્ય જોવાનો ખાસ ગ્રન્થ

**ગૌરીજાતક**—(ગુજરાતી ટીકાસહિત) જ્યોતિષનો ચમત્કારિક નવીન ગ્રંથ. આ ગ્રંથ જાતકમાં ચંદ્રથી એટલે રાશિકુંડલીથી હરકોઈ માણસનું ફળ શાસ્ત્રાધારે કહી શકાય છે. આજ કાલ કેટલાક મનુષ્યોની જન્મપત્રિકા પણ હોતી નથી. ફક્ત રાશિજ માલમ પડી શકે છે. એમાં પણ આ ફલાદેશ અનુભવસિદ્ધ લાગુ પડે છે, જેની જન્મપત્રિકા હોય તેમાં ચંદ્રથી ક્યા ક્યા ગ્રહો ક્યા સ્થાનમાં પડ્યા છે એનું ફલાદેશ સ્પષ્ટ કહી શકાય છે. આવા અલભ્ય ગ્રંથની માગણીઓ ઘણા જ્યોતિષીઓ તરફથી આવતી હતી. પ્રભુકૃપાએ એ ગ્રંથ અમારા હાથમાં આવતાં છપાવીને પ્રસિદ્ધ કર્યો છે. આશા છે કે, સર્વ જ્યોતિષિઓ આ ગ્રંથનો ઉપયોગ કરી, જનતામાં સારો લાભ ઉઠાવી ઉત્તમ પ્રચાર કરશે, એટલુંજ નહિ પણ સર્વ મનુષ્યોનું મન પ્રસન્ન થશે એવો સુંદર ફલાદેશ એમાં લખવામાં આવ્યો છે. આ ગ્રંથ પાસે રાખવા યોગ્ય છે. એટલુંજ નહિં પણ ફક્ત જન્મ કુંડલીપરથી કોઈ પણ માણસને સારામાં સારો ફલાદેશ કહિ શકાય છે. મૂલ્ય ૦-૪-૦.

**"હસ્તરેખા વિજ્ઞાન"** કર્તા જ્યોતિષાચાર્ય પં. ગીરજાશંકર હરિશંકર અને ઉત્તમરામ મયારામ ઠાકર બી. એ. એલ. એલ. બી., એડવોકેટ. ગુજરાતી ભાષામાં લખાયેલું આ ઉત્તમ પુસ્તક અભ્યાસ અને અનુભવના આધારે વૈજ્ઞાનિક દૃષ્ટિએ લખાયેલું છે. અભ્યાસીઓને ખાસ ઉપયોગી. ૪-૦-૦.

**જ્યોતિષ વિજ્ઞાન અને લઘુપારાશરી** ગુજરાતીમાં રૂ. ૪-૦-૦.

**જ્યોતિષ વિજ્ઞાન** અને **અષ્ટક** વર્ગ ગુજરાતીમાં રૂ. ૪-૦-૦.

**ज्योतिर्विदाभरण**—કવિ કાળીદાસ વિરચિત સંસ્કૃતમાં જ્યોતિષનો અપૂર્વ મહાન ગ્રંથ. ૧૧૫૬ જાતના મુહૂર્તો જોવાનો મહાસાગર. સંસ્કૃતમાં હજુ સુધી આવો બીજો કોઇપણ ગ્રંથ છપાયો નથી. પાકું પુઠું છતાં કિંમત માત્ર રૂ. ૨-૮-૦.

**मुहूर्तमार्तंड**—અન્વય અને અન્વયાર્થ યુક્ત ગુજરાતી ટીકા સહિત. વિદ્યાર્થીઓને મુહૂર્તો શિખવાનું ઉત્તમ પુસ્તક. કિંમત રૂ. ૩-૦-૦.

**ब्रह्मपक्षीय पञ्चांगसाधन—(उदाहरण सहित)** બ્રહ્મપક્ષીય પંચાંગ કામધેનુ ઉપરથી બનાવેલ છે. પરંતુ કામધેનુસારણી ઉપરથી કરેલા પંચાંગના તિથ્યાદિમાં ઘણો ફરક આવવાથી શ્રીરામચંદ્રાચાર્યે કરેલું રામબીજ આપી તે સારણીના સર્વ કોષ્ટકો ફરી ગણીને ઉપરનું પુસ્તક શુદ્ધ ગુજરાતી ભાષામાં તૈયાર કર્યું છે. તેમજ કોષ્ટકો કેવી રીતે કરેલાં છે તે પણ સર્વે લોકોને સમજવા માટે તેની ઉપપત્તિ પણ પુસ્તકમાં સાથેજ આપેલી છે. કિંમત રૂ. ૦-૧૨-૦

**केतकी ग्रहगणित अथवा नूतन ग्रहलाघव**—પુષ્કળ વિવેચન, ટીપ્પણ અને સરળ ગુજરાતી ભાષાંતરસહિત. આ ગ્રંથ ગણિત વિષયનો છે. તેમાં પ્રતિદિવસના સ્પષ્ટ ગ્રહ તૈયાર કરવાની, ગ્રહ વરતવાની, નળીકા વિગેરે આંધવાની અને વેધ કરવાની, સહેલી, ટુંકી, અને સમજી શકાય તેવાં ઉદાહરણ અને કારણ સાથેની રીતો આપવામાં આવેલ છે. આ ગ્રંથ જન્મપત્રી, વર્ષપત્રી તથા પંચાંગ વિગેરે બનાવનારાઓને ઘણોજ જરૂરી છે. કિંમત રૂ. ૨-૦-૦.

**बृहज्जातक**—પુષ્કળ વિવેચન, ટીપ્પણ અને સરળ ગુજરાતી ભાષાંતર સહિત. જો ભાવી ફળ જાણવું હોય તો આ જાતક ફળાદેશનો અમૂલ્ય ગ્રંથ ખરીદવા ચુકવું નહીં. ફળાદેશનો અભ્યાસ કરવા ઇચ્છનારને આ ગ્રંથ અતિ ઉપયોગી છે. તેની મદદથી ભૂત, વર્તમાન અને ભવિષ્યકાળનું સૂક્ષ્મ ભાવીફળ જાણી શકાય છે. માટે દરેક જિજ્ઞાસુએ આવો

ગ્રંથ સંગ્રહ કરવાની અગત્ય છે. આના આધારે કહેલું ભવીષ્ય અને વર્તારો કોઈ પણ દિવસ ખોટો પડતો નથી. કિંમત રૂ. ૨–૦–૦.

**श्रीकेशवीजातकम्**—ગુજરાતી ટીકા અને ઉદાહરણ સહિત. જન્મ-પત્રિકા તૈયાર કરવા માટે ઘણી જાતકપદ્ધતિઓ છે તે સઘળી પદ્ધતિ-ઓમાં કેશવી જાતકપદ્ધતિ સર્વથી શ્રેષ્ઠ ગણાય છે. આ પદ્ધતિના ૪૨ શ્લોક છે જેમાંના દરેક શ્લોકમાં પદ્ધતિની અમૂલ્ય રીતો આપવામાં આવી છે. અને સાથે પરિશિષ્ટ પણ આપેલ છે. પરિશિષ્ટમાં જે નિરયન ગ્રહસાધન આપેલ છે. તે ગ્રહલાઘવની રીતે કરવામાં આવ્યું છે, જેથી નૂતન શીખ-નારને તેનું ગણિત કરવું સહેલું થઈ પડે. આ ગ્રંથ અતિપ્રાચીન હોઈ તેનું ગણિત અતિ સૂક્ષ્મ છે. માટે દરેક પંડિતવર્ગ—તેમાંએ વિદ્યાર્થીઓને મોટી પત્રિકા બનાવવા માટે તો આ ગ્રંથ એક કલ્પવૃક્ષ સમાન ઉત્તમ સરળ સમજણવાળો છે. છતાં કિંમત માત્ર ૧–૦–૦.

**भूजलज्ञान**—(વૃક્ષ અને ઔષધિ વર્ગના અઘરા શબ્દના કોષ સહિત.) આ નામના મૂળ સંસ્કૃત ને ગુજરાતી ભાષાંતર સાથેના પાંચ પ્રકરણવાળા ગ્રંથનું પણ કચ્છભુજ નિવાસી કાનજી મયાશંકર દ્વિવેદીએ ભાષાંતર કર્યું છે, જેથી હરેક પળે વાવ્ય, કુવાઓ, તળાવો, વીગેરે બનાવનારને જમીનમાંથી પાણી વીગેરે ક્યાંથી મળી શકે તેમ છે, તેની ખાસ ચોક્કસ તપાસ કાઢી શકાય છે. અને અનાવૃષ્ટિ જેવા દુર્ભિક્ષ્યના કાળમાં તો તે ખેતીના ઉપયોગમાં ઘણો આવી શકે છે. આ ગ્રંથની માત્ર થોડીજ પ્રતો બાકી રહેલીછે. એટલે વહેલો તે પહેલો. છતાં કિંમત માત્ર ૦–૮–૦ સાધારણ રાખીછે, માટે વાયુચક્રશાસ્ત્રની સાથે આ ભૂજલજ્ઞાન પણ ભાવીફલને કહેનારા જ્યોતિષીઓ માટે ઘણોજ ઉપયોગી અને લાભદાયક છે.

**प्रश्नसारामृत भट्टोत्पल विरचित**—પ્રશ્ન શાસ્ત્રનો સારામાં સારો નાનો સરખો સંસ્કૃતગ્રન્થ. આ ગ્રન્થનો અભ્યાસ કરવાથી સાચા ચમત્કારીક પ્રશ્નોનું ફલાદેશ કહિ શકાય છે મૂલ્ય માત્ર કિંમત ૦–૨–૦.

